# શ્રી ધર્મ ગીતાવળિ

ગુમાનભાઇ નહારભાઇ
મુ૦ ડેલી (અંકલેશ્વર)

કિં. રૂ. ૦-૬-૦

પ્રકાશક
(શ્રી જીવદયા પ્રબોધક મંડળ તરફથી)
ખોડુભાઇ હાજીભાઇ દેસાઇ
સોનીફળીઆ, સુરત.

## નિવેદન.

આ નાનકડું પરન્તુ સ્ત્રી સમાજને અતિ ઉપયોગી પુસ્તક તેના કર્તા તરફથી અમને પ્રકટ કરવા માટે સોંપવામાં આવ્યું છે. તેમજ તેની સાથે થોડીક આર્થિક સહાય આપવાની પણ કૃપા કરી છે. આદરેલું પુસ્તક પ્રકટ કરવામાં લેખકે તથા પ્રકાશકે જે શ્રમ લીધો છે તે સફળ થાય. તથા આ પુસ્તકનું વાંચન મનન સ્ત્રી સમાજમાં યત્કિંચિત પણ લાભપ્રદ થઈ પડે એવી સદભિલાષા છે.

—પ્રકાશક.

---

આ પુસ્તક સુરત ખરાનપુરી ભાગળ ઉપર આવેલા **શ્રી "અનાવિલ"** પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિન્દજી ઓધાભાઈ નાયકે છાપ્યું.

તથા

**છોટુભાઈ હરજીભાઈ દેસાઈએ** સોનીફળીઆ સુરતમાં આવેલા સત્સંગ ઓફિસમાંથી પ્રકટ કર્યું.

# અર્પણ પત્રિકા.

મા મને જન્મ આપ્યો નિશા દિવસ સંભાળીઓ,
તુ થઈ દુઃખી મ્હારા સુખે પ્રાણ સમાના પાળીઓ.
જી સેવા કીધી નથી બદલો તુંજ ક્યાંથી વળે
સ હું મ્હેલો સુધરસે પછી પુંન્ય તે તુજને હશે.
તુ અલ્પ સેવા સુતની વ્યાધિ મા "શ્રી" માનજે;
વા પ્રભુથી એજ માગું તું જ્યાં હોય ત્યાં સુખી રહે:

## પ્રસ્તાવના.

પ્રભુ કૃપાથી અને ગુરૂ દેવની ઇચ્છાથી આ ગીતાવળિ કે જેમાં આર્ય બ્હેનોના ધર્મનું કાંઇક દર્શન દર્શાય છે. તે એજ બ્હેનોને સહર્ષ અર્પણ કરાય છે. જગતમાં પૂર્વે દ્વિજનું બળ કેવું હતું ! અરે કેટલાં બધાં બળવાન તેના દાખલા શાસ્ત્રોમાંથી મળે છે, અહો એ દ્વિજપદ અરે એ ગુરૂપદને વારંવાર અમારા નમસ્કાર હો.

એ ગુરૂઓના કૃપા પ્રસાદથી તેમના અમૃતમય ઉપદેશથી ક્ષત્રિયો તેમની આજ્ઞા શિરસાવંદ્ય ગણી ઇતર વર્ણની સેવા કરતા ! એ સઘળો પ્રતાપ હમારા પરમ ગુરૂદેવોએ બનાવેલા બ્રહ્મચર્ય પાલનનો અને શુદ્ધ સેવા ભાવે રક્ષા કરવાના મહામંત્રને. આવા વિશુદ્ધ ધર્મ અંગિકાર કરતાં વિશ્વમાં કોણ દુઃખી થયું છે. ? !

પતિનો પણ ધર્મથી અંતે ધર્મ સંભાળતાં, ક્ષણ વખતમાં સુજશ મેળવી પ્રભુના અચળ ધામને પામ્યાં છે.

આ ગીતાવળિમાં ગામડાંમાં ગવાતાજ રાગો મુકયા છે અને તેમાં ધર્મનો જુજ ભાગ જણાવ્યો છે. બ્હેનોને પ્રિય પડશે, ગાશે અને તે પ્રમાણે વર્તશે તો સુખી થશે.

ગામડાંમાં બ્હેનો અભણ હોવાથી કોઇ સુજ્ઞ પુરૂષ ગાઇ બતાવશે તો બ્હેનોના ઉપર ઉપકાર કર્યો મનાશે; સર્વને ધર્મ જણાવવો એ તેઓની પણ ફરજ છે.

લગ્નાદિ પ્રસંગોમાં સોભાગ્યવતી ઉપરાંત વિધવા બહેનો પણ ભાગ લેતી જણાય છે તેમને માટે પણ થોડાં બોધદાયક ગીતો જન્મ કલ્યાણાર્થે મૂકયાં છે. મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે આ કાવ્ય સંગ્રહમાં કોઇ ભૂલો રહી હોય તો તે સર્વ સુજ્ઞ બહેનો ક્ષમ્ય ગણશે.

ગુમાનભાઈ નહારભાઈ

કર્તા.

ૐ

# શ્રી ધર્મ ગીતાવળિ.

## રાગ ધોળ, ગણેશ સ્તુતિ.

ગવરીનો સુત ગણેશ સમરીએ, પ્રેમથી ધ્યાન અંતરમાં ધરીએ.
મંગળ કાજ પછીથી કરીએ તો, વિઘન વિના જશ પામીએરે–૧.
પ્રેમના પુષ્પો ચરણમાં ધરાવું, સ્નેહના ધુપને દીપ કરાવું.
માળા ભાવની કંઠે પહેરાવું તો, સિદ્ધિ બુદ્ધિના સ્વામીનેરે
મંગળ આરતી મનથી ઉતારૂં, ભોજન સુંદર વંદન પ્યારૂં
સેવા શુદ્ધ ગંગાજળ ધારૂં તો, મુખવાસો રૂડી રીતનારે
સ્મરણુની ઉર ગાદી બિછાવું, વિમળ વૃત્તિની સુગંધ પ્રસરાવું
નમી નમી સેવા સદા તણી માગું તો, પ્રેમ કહેવાયે એ પ્રીતનારે.

---

## ૨. રાગ ધોળ, આછા ઘુંઘટ.

માત ઉમીયાંરે અરજ ઉર ધરજો.
કલ્યાણ સહુનું કરજો ઓ માતારે અંતરની ઇચ્છા એજ અમારી.
દુઃખી તણા દુઃખો દાળિદ્ર હરજો નોધારાને આધાર કરજો.–ઓ મા૦
શોક હરજો સહુના રોગોને હરજો, ભુખ્યાંના ઉદર ભરજો.–ઓ. મા૦

કુબુદ્ધિ ટાળીને સુબુદ્ધિ દેજો, મનની મલિનતા ટળજો.—ઓ. મા૦
ક્રોધ કલેશો અંતરેથી ટાળજો, ઉરે આનંદ આપજો.—ઓ. મા૦
અંતર જુદાઇના પડદાને તોડજો, સર્વેમાં પ્રેમ જોડજો.—ઓ. મા૦
અમને માતાજીરે આપણા માનજો, શિશુને સુખો દેજો.—ઓ. મા૦
ધન તન વૈભવો સર્વને દેજો, કોઇને નહિ દુભવજો.—ઓ. મા૦
સુત સુતા સુપાત્ર હોજો, રખે કુડાંવો બોજો.—ઓ. મા૦
ભક્તિ તમારી અમો ઉરે ભાવજો, બીજા પંથો તજાવજો.—ઓ. મા૦
અંતરને આંખે ધર્મ સોહાવજો, અધર્મ વાત ન આવજો.—ઓ. મા૦
સર્વની સંભાળ સર્વદા લેજો. સુખ સંતોષ સહુને દેજો.—ઓ. મા૦
સુખીનું સુખ થોડું દુ:ખીને દેજો, સહુ સુખી કરજો. ઓ. માતારે

---

## ૩. રાગ ઉપરનો.

સુણો સખી શીખ સુખી થવાની,
પૂજો પ્રેમે બહુ માત ભવાનીરે, નીતિના પંથે વહીને ધર્મ સંભાળો,
નીચ સાહેલીનો સંગ ન કરીએ.

નીચ વાતો ન સાંભળીએ ઓ બેનીરે—નીતિ. ૧
કોઇની મુખે જુઠી નિંદા ન કરીએ,
કાજ વિના ક્યાં ન જઇએ ઓ બેનીરે—નીતિ. ૨
પંથે ઉભાં રહીને વાતો ના કરીએ,
પર ઘેર જ્યાં ત્યાં ન ફરીએ, ઓ બેનીરે—નીતિ. ૩
પર નર મળતાં પંથેથી દૂર ખસીએ,
લાજ મર્યાદાથી વહીએ, ઓ બેનીરે—નીતિ. ૪

ભોળાં ન થઇએ બહુ કપટી ના થઇએ,
ભુખ્યાંને ભોજન કરાઇએ, ઓ બેનીરે—નીતિ ૫
સાસુ શ્વસુરને માબાપો માનીએ,
સેવા સદા તેની કરીએ ઓ બેનીરે—નીતિ. ૬
ભ્રાત ને તાત લહીએ જેઠ દીયરને
નારી તેનીને બેન કહીએ, ઓ બેનીરે—નીતિ. ૭
સગાં કુટુંબના સ્નેહી થઇ રહીએ,
કદીએ દ્વેષી ના થઇએ. ઓ બેનીરે—નીતિ ૮
બોલાવે તેને પ્રેમે બોલાવીએ,
મોટાં છોટાં ના જોઇએ. ઓ બેનીરે—નીતિ. ૯
દેવ દર્શન ઉપર પ્રીતિ તો રાખીએ,
ધર્મના કાજે ધાઇએ. ઓ બેનીરે—નીતિ. ૧૦
માત પિતાના કુળને સાચવીએ,
સમય પ્રમાણે વહીએ. ઓ બેનીરે—નીતિ ૧૧
વસ્ત્ર ઘરેણાંની હઠ નહિ કરીએ,
ધર્મ પાળી સુખ લહ્એ. ઓ બેનીરે—નીતિ ૧૩
ધર્મમાં લાજ રૂપને કુળ રહ્યાં છે.
વસ્ત્રે રૂપાળાં ન થઇએ. ઓ બેનીરે—નીતિ, ૧૩
અમૃતવાણી વદતાં જગ વશ થાયે,
વઢીને ભુંડાઇ ના લઇએ. ઓ બેનીરે—નીતિ. ૧૪
પ્રભાતે ઉઠી આચારો સંભાળીએ,
કાજ બીજાં પછી કરીએ. ઓ બેનીરે—નીતિ ૧૫
જમીએ પછીથી પહેલાં સહુને સંતોષી,
ઘરનાં દુઃખ કોઇને ના કહીએ. „ નીતિ ૧૬

ભલો બુરો ઘરનો ભરમ ન કહીએ,
કહે ગુમાન શીખ એ લઇએ. „ નીતી ૧૭

---

## ૪. રાગ ઉપરનો.

સમય સમયના ધર્મો સાચવીએ.
આવે તે સુખ દુઃખ સહીએ ઓ બેનીરે.
દુઃખમાં ડરીએ ના દીલમાં ધીરજ ધરીએ.
ગતિ જેવી તેવી બુદ્ધિ બનાવીએ ગરીએ ગરીબ ધનમાં ધનની ઓ. બે૦
દુઃખી ગરીબોની હાંસી ન કરીએ, મદ અભીમાને ના ફરીએ ઓ બે૦
જન પ્રમાણે સન્માન દીજીએ, દુઃખીને સ્હાય તો કીજીએ. ઓ બે૦
પરજન પણ દુઃખી તેના દુઃખોને ટાળીએ, ભાવેથી સહુને ભાળીએ બે૦
ઘર સંસારમાં નીતિ ચલાવીએ, સમયે લઇએ ને સમયે દઇએ, ઓ. બે૦
ભર્યા ભંડાર તોયે નીતિને ધારીએ, સમય તેવું વાવરીએ. ઓ. બે૦
દોહિલા દીન જોઈ ઉદ્યમ કરીએ, બીજાનુ જોઈ ના બળીએ, ઓ બે૦
પર વૈભવ પેખી તેનું ભુંડુ ના ચાહિએ, સૌ સૌના ભાગ્યનુ ખાઇએ બે૦
ભુંડુ કરીને શીદ ભુંડાં કહેવાઇએ, ભલુ કરીને ભલાં થઇએ. ઓ. બે૦
વંઝા કે વિધવાને મ્હેણાં ન મારીએ, ભલી વાણીથી ઠારીએ, ઓ. બે૦
ધન બળ જોબનનો ગર્વ ન કરીએ, ભવિષ વિચારીને ડરીએ. ઓ. બે૦
દયા વચને અન્નથી દુઃખી સંતોષીએ, લાજ જતી કોઇની રાખીએ, બે૦
દુઃખી થઇએ પણ ધર્મ ન તજીએ, દીનને ઉઠી ઉધારા દૈયે. ઓ. બે૦
ભ્રાતા સુત તાત જેવા પરનરને દેખીએ, સીતાના સ્વામીને ભજીએ ઓ. બે
સુખમાં સદા જો રહેવાને ધારીએ, તો તો ધર્મ ના વિસારીએ, ઓ. બે૦

---

## ૫. રાગ (ભજન કરી લે ભાવેરે ભવભટકણુ ભાંગે.)

આવો બેસીએ બેનીરે, સર્વેને બોલાવો.
કર્મ કરજો ધર્મ ગુનુનીરે, કંઈ ચર્ચા ચલાવો.
શું રાંધ્યું શું જમીઆરે, એમાં શું મળતું.
વાતો નિંદાના લવારારે, એથી શું વળતું.
વ્રત ભાવેથી કરતાંરે, કોઈ દુ:ખ નહિ આવે.
એકાદશી છે એવીરે, સહુ તાપોને તાવે.
પૂર્ણિમાને પંચમીરે, ધન ધાન્ય ભરે છે.
બીજ ચતુર્થી શિવરાત્રીરે, આનંદ કરે છે,
સીતા રામ લક્ષ્મણ એતોરે, વૈકુંઠ વસાવે.
શંકરને ઉમીયાજીરે, એ તો સેવીએ ભાવે.
ધન વ્રત્તમાં ઉમીયાનારે. અમર વર પામ્યાં.
ધન ધન એના ધર્મનેરે, જુવો જગમાં જામ્યાં.
વ્રત કરતાં હદ વાળીરે, મહાસતી એ સાવિત્રી.
મૃત સ્વામી જીવાડયારે, કેવાં પુણ્ય પવિત્રી
પ્રાણ જતાં તારામતીરે, જુવો ટેક ન મૂકયા.
દુ:ખ તેનાં તો હણવારે, પ્રભુજી નહિ ચુકયા.
ધન ધન વ્રત અનસુયારે, પ્રભુજીના થયાં માતા
બ્રહ્મા શંકર હીંચોળ્યારે, હાલરડાં ગાતાં.
દમયંતી સુખ પામીરે, જુવો ધર્મની પાળે.
દ્રૌપદીની લાજ રાખીરે, કેવી દીનદયાળે
એમ રહી શુભ ધર્મેરે, કર્મે શુદ્ધ વહેશે.
દુ:ખ છેદી હરિ સર્વેરે, સુખો સહુ દેશે.

ધન ધર્મથી મળતું રે વૈભવ સુત મળતા,
સુખો સહુ આવી મળેરે, ભવ ભવ પણ ઠરતા.
યાદ કરી અંતરમાંરે, શીખ રૂડી આ ધરશે.
આશીશ ગુમાન દે છે રે, ભવજળ-તે તરશે.

---

## ૬. રાગ રઢીઆળો ઘોડા શોભતોરે.

મળી દેહ અમૂલ મનુષ્યનીરે,
મળ્યાં ધનને ભરેલાં અને એ પૂર્વ તણા પુણ્યથીરે
સુત સપુત્રને વહુ શોભતાંરે, સુતા સ્વજનનો સંબંધ-એ પૂર્વ.
સહુ સાજાં તાજાં એક સંપનારે. નાનાં મોટા તણું રાખો માન-એ પૂર્વ.
ભાતભાતનાં ધાનને દુઝણારે, ઝાઝું જનમાં મળે સન્માન-એ પૂર્વ
મળ્યું સર્વ પણ મોટા ના થઇએરે, નાનાં મોટાંને દીજીએ માન-એ પૂર્વ
વ્હાલામાં તો પ્રભુજીને લાગીએરે. દીન જનોને દીજીએ દાન-એ પૂર્વ.
વધે વૈભવને સુખો ધર્મથીરે, નપે નાશી દાળીદ્ર ને દુઃખ-એ પૂર્વ.
ભુંડી નિંદા ન કરીએ કોઇનીરે ભૂંડા જનનું ન જોઇએ મુખ-એ પૂર્વ.
સુત સુતાને રાખીએ માપમાંરે, ભલાં શિખવીએ નીત કાજ-એ પૂર્વ.
તો તો જીવત સુખડાં પામીએરે, સદા દયા પુણ્યોને સાજ-એ પૂર્વ.

---

## ૭. રાગ ઉપરનો.

મોંઘી માનવની કાયા મેળવીરે,
પણ મેળવીઆ નહિ સુખ, એ પૂર્વ તણા પાપથીરે.

નથી ધન ને ઘર માંહે અન્ન નથીરે. નીત તન મનના બાળે દુઃખ—પૂર્વ.
ઘરના સઘળાં મનુષ્યો આળસુરે, ઘરમાંથી મટે નહિ કલેશ—પૂર્વ.
ભુંડો સંગ કરીને નિંદા કરેરે, ક્યાંથી સુઝે સવળાં કામ—એ પૂર્વ.
જેનુ જોઇને બીજાનું બળી મરેરે, ભલા જનનું ભુંડુ દે નામ—એ પૂર્વ.
દાનન ભુંડી લીધેલુ દે નહિરે, જેની જીભ કરેલી હાથ—એ પૂર્વ
જેને ધર્મ દયા પુણ્ય ના ગમેરે, જેનું અંતર પાપમાં વાસ—એ પૂર્વ
પુણ્યના ફળ છે સુખો દુઃખો પાપનારે, પુન વેચીને લેતા પાપ—એ પૂર્વ
ન્યાત સગાં વહેવારે ઉલટારે, એ તો આવ્યાં લઇને સંતાપ—એ પૂર્વ
નજો ધર્મ તમે સુખી થવારે, તજો અભીમાન એ છે શાપ—એ પૂર્વ.
જેવું કરશે તેવું પામશેરે, તમે જુગદંબાના જપો જાપ—એ પૂર્વ

---

## ૮. રાગ, રમવાને કાજરે સામળીઆ.

સહુ જનથી પહેલાં ઉઠી પ્રભાતે.
કાજ કરીએ જપીએ જગના તાત—શ્રી કૃષ્ણ ગોવિંદા.
સ્નાન કરતાં નામો તીર્થના લીજીએ.
સતી પતિવ્રતાના નામોને દીજીએ—શ્રી કૃષ્ણ ગોવિંદા.
મંજન કીધા વિના ધર્મ જો કરીએ.
ધર્મ કરતાં તો પાપી ઠરીએ—શ્રી કૃષ્ણ ગોવિંદા.
ધન ધાન્ય પુણ્યો ને ધર્મજ નાશે.
દુઃખો દાળિદ્ર ધાશે—શ્રી કૃષ્ણ ગોવિંદા
ભલુ કરતાં ભલા ગુણો સહુ આવે.
ઉદ્યમ કીજીએ ભાવે—શ્રી કૃષ્ણ ગોવિંદા

દયા ધર્મ નીતિ રાખીએ પ્રીતિ
કોઈ ન કરીએ કેદી અનીતિ—શ્રી કૃષ્ણ ગોવિંદા
પાપના ફળ દુઃખો દુઃખમાં સંતાપે
ધર્મ ફળ સુખો આપે—શ્રી કૃષ્ણ ગોવિંદા

---

## ૯. ભજન કરી ભાવેરે.

પડવે પુરણ પ્રીતેરે રહીએ શુભ રીતે.
બીજે બીજું મૂકીરે, ડરીએ જગથી નિત્યે.

ત્રિજે ટેક તો ધરીએરે. પતિ વીણ નર ભ્રાતા,
ચોથે ચેતી વળીએરે, કુડે પંથ જાતાં.

પાંચમે પંથે પડીએરે, સીધે અને સાચે,
છઠે સરવને નમીએરે, ઉમીયાં પ્રતિ રાચે,

સાતમે સમજણ લઇએરે, જગના કેવાં સુખો.
આઠમે અંતર ધરીએરે, પાપો તણા દુઃખો,

નોમે નકી કરીએરે, સુખ છે શુદ્ધ પંથે,
દશમે દશ દિશામાંરે; નર નથી વિણ કંથે.

એકાદશી જેમ આવેરે, માનવ દેહ જાણો,
દ્વાદશી ફરી ફરી ના મલેરે, એ તો ઘડીનો દાણો.

તેરસે તેને તજીએરે, સુખ જે દુઃખ આપે,
ચઉદશે તેને ચહીએરે, સઘળાં દુઃખ કાપે.

પુનમે પંથ તે પડીએરે, સુખ જશ જેણે મળતા,
દાસ ગુમાને દેખીયાંરે, એતો ધર્મ ફળ ફળતા.

---

## ૧૦—રાગ ઉપરનો.

શાસ્ત્ર વચન નહીં તજીએરે, સમજણુ જો હોઇએ,
દુઃખ કયાં છે સુખ કયાં છે રે, તે વિચારી જોઇએ.
જમતાં ઝેરના લાડુરે, મુખમાં મીઠાં લાગે,
પ્રાણ જતાં પસ્તાશેરે, અંતરમાં વાગે.
કર્મ જેના કાળાંરે, સવળુ નહી પરખે,
જેના કરમ રૂપાળાંરે, રૂપાળે તે હરખે.
પાણીમાં માખણ મળતરિ, પયને કોણ રોધે,
તરશે કહેતાં પાણીરે, તો કંઠ શીદ રોધે.
ભુખે ભોજન જમતાંરે, કહો ભુખ કેમ જાશે,
અંધારે અટવાતારે, દીપ કોણ પ્રકાશે.
ધામ બીજાને ઠરતાંરે, તો ઘર શીદ બાંધે.
અન્ન કાચાં ખવાતાંરે, શું કરવા રાંધે.
હોય સગાં કે બીજાંરે, ગરીબો નોધારાં.
તેને આશરો દીજેરે, આશીશ દે બિચારાં.
ગર્વ કરી નહિ ફરીએરે, ફુલી જઇએ ઠાલાં.
ભાણાંતર ના કરીએરે, ગણીએ સહુ વહાલાં.
ચઢતે દિવસે ચઢશેરે, પણ અંતે પડશે.
દિન સંભાળી બળશેરે, ઠાર્યાં તેવાં ઠરશે.

૨૫ ધનને શું કરવાંરે, ભલો ધર્મ સંભાળો.
પ્રભુ પાસે સાચાં ઠરવારે, પ્રભુની રીતિ પાળો.
તનડાં શોભાવે એ જુઠાંરે, સાચાં મનડાં ધોયાં.
દાસ ગુમાન એ વિનારે, ભવ ખાલી ખોયા.

---

## ૧૧. રાગ ધોળ, સમજણનો પસ્તાવોરે.

બેન મારી શું કહું દુઃખની વાણીરે, શું કરૂં અંતે હવે બુદ્ધિ આણીરે.
માત પિતાએ લાડ લડાવી ઉછેરીરે, ગર્વ અભિમાનમાં હું રહી ઘેરીરે.
સગાં વહાલાં પાડોશીને નહિ ગણતીરે, મન માને તે કરતી ફાવ્યું ફરતીરે.
તે પછી વેવિશાળ થયું મારૂં રે, કાજ કરવું કંઈ એ ન લાગે સારૂં રે.
સાસુ સસરા નણદીની નીંદા કરતીરે, સાચું જુઠું બોલી હું સાચી ઠરતીરે.
લોક આગળ ચતુરાઇઓ ચલાવતીરે, કોણ પુછે વાતો કરતી હું ફાવતીરે.
રહી હું તો મૈયેરીએ રીસ રાખીરે. વાતો કરતી તેને હું કરતી ઝાંખીરે,
માત પિતા મારાંને હું ભમાવતીરે, ઉપરાણું લઇ માતા મારૂં લડતીરે.
માત પિતા મુવાં ને હું રઝળીરે, ભાઈ ભાભી બોલ મારે જાણે વીજળીરે.
શું મુખ લઇ પછી સાસરે જાઉં રે. બળી મારા અંતરમાં પસ્તાઉં રે,
મારા સ્વામી બીજી પરણ્યા નારીરે, સુત સુતા સુખે ફરે તે તો ભારીરે.
બેન મારાં ભાગ્યને હું ભડભડતીરે. ચતુરાઇઓ સાંભળીને બહુ રડતીરે,
સંદેશા મેં સ્વામીજીને કહાવ્યારે, દીન થઈ શરણાં તમારાં ભાવ્યારે.
અંતરની દાઝે પછી લોક લાજેરે, બોલાવી સાસરીએ ધરી દાઝેરે.
શોકના સંતાપો બળાપે બળતીરે. બેન મારો ભવ વલ્યો, એમ વળતીરે,
દુઃખને પણ સુખ માનીને રહેશેરે, સુખ સહુ પાછળ પ્રભુજી દેશેરે

---

## ૧૨. બીરા વસ્તુ વિચારીને [illegible]રીએ.

'અશ્વપાલ રાજાનાં દીકરી, સાવિત્રી સતી જેનું નામ
—ધન ધન એના ધર્મને.

વય થઇને વર લાગ્યા શોધવા, એને ધન રૂપનું નથી મ—ધન ધન
એકની એક પિતાને લાડકી, નથી પુત્ર સઘળુ તે પર [illegible]ત—ધન ધન
પુત્રી લાયક ઘર વર ના મળતાં, થયો રાજ ઉદાસ અચેત—ધન ધન
આવી સાવિત્રીએ સમઝાવ્યા, મારો સત્યવાન ભરથાર—ધન ધન
બોલ્યા તાત વસે છે એ વનમાં, નથી રાજ કે ધન લગાર—ધન ધન
તપસી વેશને તાત તો અંધ છે, મને નારદે કીધી છે વાત—ધન ધન
સત્યવાનનું મૃત્યુ વરસ એકે, બેટી મુક તારી એ પંચાત—ધન ધન
વદી સાવિત્રી વચન એકજ હોયે, હું તો મનથી વરી એ નાથ—ધન ધન
બીજા નર સહુ ભ્રાતને તાત છે, જન્મે નહિ ઝાલુ બીજાનો હાથ—ધન
વનથી સત્યવાન તેડાવીઆ, દીધાં રાજાએ કન્યા દાન—ધન ધન
આપ્યાં દાન ધન દાસને દાસીઓ, જોતાં રોતા જોઈ સત્યવાન—ધન ધન
સાવિત્રીને બહુ સમઝાવીઆં, સ્વામી સાથે રહો અમો ઘેર—ધન ધન
બોલ્યાં સાવિત્રી ઘર જોઇએ નહિ, રહીશું વનમાં આનંદ ભેર—ધન
સ્વામી શ્વસુરની સેવા કરશું સુખો સઘળાં અમારાં એહ—ધન ધન
ગયા વનમાં આશ્રમ પોતા તણે, અદકે ઉરમાં ધરતાં નેહ—ધન ધન
અંધ સસરાને સાવિત્રી પુંજતી, આપતી સહુ ભોજન સાજ—ધન
વ્રત સાવિત્રીવટને સેવતી, કરતી સેવા તણું સદા કાજ—ધન ધન
વર્ષ પૂરૂં થયું સત્યવાનનું, મતિ ફરતી આવે જ્યારે કાળ—ધન ધન
ફરસી લઇને ગયો કાષ્ટ કાપવા, સંગે ગઈ સાવિત્રી તત્કાળ—ધન ધન
ફરસો વાગી ગઈ કાષ્ટને કાપતાં, રામ કહીને પડયો ત્યાંય—ધન ધન

ગઈ સાવિત્રી ઝટ દોડતી, લીધા સ્વામીને ઉછંગ માંહે—ધન ધન
બોલ્યા સત્યવાન સતી બહુ થયું, તુટયો પૂર્વનો ઋણ સંબંધ—ધન ધન
મારા પિતા તણી સેવા કરજો, અરે રે, તે તો છે અંધ—ધન ધન
યમરાજ ત્યાં આવી ઉભા રહ્યા, છોડી દે સતી તારો તું નાથ—ધન ધન
તારા સ્વામીના જીવ વિના આપુ. તું માગે તે વચન લે હાથ—ધન ધન
બોલી સાવિત્રી સસરાજી દેખજો, તથાસ્તુ કહી ચાલ્યા યમરાય—ધન
પાછળ પડતી જોઇ સાવિત્રીને, બોલ્યા યમ બીજુ માંગને કાંય—ધન ધન
ગયલું રાજ સસરાજીનું આપો તે, તથાસ્તુ કહી ચાલ્યા ધર્મ—ધન ધન
દીઠી પાછળ તોયે આવતી, સાવિત્રી બીજુ માંગ મુકી શર્મ—ધન ધન
મારા પિતાને પુત્ર આપજો, તથાસ્તુ કહી પડયા પંથ—ધન ધન
પાછળ જોઈ સતીને ઉભા રહ્યા, ઝાઝો મૂકી દેને સતી લોભ—ધન ધન
બોલી સાવિત્રી વસ્તુ એકજ માગું, સો પુત્ર આપો મુને જોધ્ધ—ધન
તથાસ્તુ કહી યમ થયા ગાભરા, એનો સ્વામી તો છે મારી પાસ—ધન
બોલ્યુ વચન પડે તો પાળવું, સતી ધન છે તારો વિશ્વાસ—ધન ધન
સુખી થાજે લે આ તુજ નાથને, યમને પડયા દંપતી પાય—ધન ધન
આશીશ દઇને યમ પંથે પડયા, આવ્યા દંપતી આશ્રમ માંય—ધન ધન
પિતાજી શ્વસુરે આશીશ આપી, મળ્યાં રાજને સઘળાં સુખ—ધન ધન
કહે ધન ગુમાન સાવિત્રીને, ધર્મ પાળે જાયે તેના દુ:ખ—ધન ધન

( ૧૩ )

સુખી થાવા સર્વે ધર્મ સંભાળો, શુદ્ધ આચારો શુદ્ધ ધર્મને પાળોરે—ધ.
સાચા ભગવાન તે તો સતગુરૂ જાણો. સ્વામી ગુરૂ સખા દેવ પ્રમાણોરે—ધ
તન મનથી વ્રત બ્રહ્મચર્ય પાળો. શાને બળો શીદ બાળકને બાળોરે—ધ
દુ:ખી હોયે અંધ દાળિદ્ર સ્વામી, એની તેને તો લીજે દેવ સમ માનીરે—ધ

એક સતીએ અંધ સેવ્યા ન સ્વામી, સ્વર્ગમાંથી પાછી કાઢી એ ખામીરે
અંધ પતીને પછી દોરીનેપુંજયા, સ્વર્ગ સુખોના માર્ગ તો સૂઝયારે–ધ
દમયંતીતારા સતીઓ ધર્મે ન લાજ્યાં, સ્વર્ગનાં સુખો તેને પાયે તો લાગ્યાંરે
કડવાં ઓસડ મુળ રોગોનાં કહાડે, ધર્મે વહીએ દુઃખે આવે તે આડેરે–ધ
દયા ભાવેથી દીનને અન ચીર દીજે, દુઃખીઆની ભાવે ભાવે સંભાળ લીજેરે
બંધુ મારા નારી ગણુશો નહિ દાસી, જુગતંબા એ તો માયાછેખાસીરે–ધ
નારી નર જોડ કાયા જીવ જેવી જાણો, સુખમાં દુઃખમાં જુદાઇ ન આણોરે–ધ
સહુ જીવને જીવ માંની સુખ માંહે રહેજો, કહે છે ગુમાન
જગમાંહેથી જશ લેજોરે—ધર્મ.

---

## ૧. રાગ, ધોળ સદગુરૂ સ્હાય કરો એકવારરે
## વિધવા વિચારણીય.

બેન મેં તો દીલડામાં જોયાં વિચારીરે ધર્મ વિના વાતો બીજી લાગે ખારીરે.
સત ગુરૂના સ્નેહથી શરણાં લીધાંરે, દયા કરી પંથ અભય તેણે દીધાંરે.
પંથમાં તે પ્રેમે વ્હેવા હું લાગીરે, બેન મારી જુઠી આશાઓ ભાંગીરે.
સાચ્ચા લાગ્યાં દયા ધર્મ હરિની ભકિતરે, એના વિના વ્રથા લાગે બીજી યુકિતરે
પંથ એ તો પ્યારા મને બહુ લાગ્યારે શોકને સંતાપો સઘળાં ભાગ્યારે,
આગળ ચાલુ તેમ સુખો સ્હામાં મળતાંરે તેમ તેમ તન મનના તાપો ટળતાંરે
એજ રીતે વ્હેતાં સુખોનિધી મળીઆરે મનડાં તો મુવાંને મોહ ટળીઆરે
ધન પ્રભુ ભકિતને હું તો વખાણુ રે પ્રભુ વિના બીજો પતી નહિં જાણુ રે
વિધવા બ્હેનો પંથ પ્રભુનો સ્હાજોરે કહે છે ગુમાન તો સુખીઆં થાજોરે.

---

## ૨. રાગ, દીયરના તે તો મારા પીયરનાંરે.

એની જોયો વિવાહ બ્રહ્માંડમાંરે, નહિ વર્ણન થાયે તેનું વાતમાંરે.
એની વિવિધ રાગે વાજાં વાગતાંરે, તે તો સુણતાંને પ્યારાં બહુ લાગતાંરે
બ્રહ્મ જીયાવર જ્ઞાન ઘોડે ચઢીઆરે, રૂડા પ્રેમ આનંદના ખુપો મડીઆરે
ધ્યાન પંથમાં ધીરે ધીરે ચાલતાંરે, જાનૈયા તો જોયા ભલા મ્હાલતારે
આતશબાજીની જ્યોતી પ્રકાશતીરે, તે તો રંગ વિવિધ ભાત લાવતીરે,
સત્ય વેરાગ સામૈયુ દેવા આવીઆરે, બ્રહ્મ વરને વરવા પધરાવ્યારે
ધર્મ બંધુએ સુરનાબઈ બેસાડીઆંરે, સતગુરૂ પુરોહીત થઇને આવ્યારે
વિધિ યુક્તિથી વિવાહ ભલા કીધારે સાસુ શાંતિ એ કન્યાદાન દીધાંરે
આપી સેવા સદાના સુખો આપ્યાંરે આનંદ થાતાં સાસરીએ વળાવ્યાંરે
દયાભકિત નિવૃતિસખીઓ હરખતીરે બાઇનો વર જોઈ આનંદમાં ફરતીરે
આશીશ આપે સહુ અખંડ સૌભાગ્યાંરે દાસ ગુમાન ધન વર એ પામ્યાંરે

## રાગ. રામચંદ્ર રમવાને કાજરે શામળીઆ.

બાઇ મીરાંને હરિની ભકિતરે ભાવી
જગ લીધું ઝેર મનાવી, ઓ રાણારે નાણું શું કરીએ.
માતા પિતા માન્યાં કર્મ અમારાં, ભ્રાતા ધર્મ બહુ પ્યારા—ઓ રાણારે
ભગિની સાહેલી તો માન્યા સત બુદ્ધી કુટુંબ કબીલો તો શુદ્ધી—ઓ
વિદ્યા ભણી મુખ ગિરીધર રટણનું, વાંચન રાખ્યું છે મનનું—ઓ
જ્ઞાન વૈરાગ્યના પહેર્યા શણગારો ભજન ઘરેણાનો ભારો—ઓ
કાજ કરવા લીધાં સંતોની સેવા, પ્રભુ પ્રસાદ માન્યા મેવા—ઓ
હસ્તાં તો હરીની લીલાને જોતાં, જોતાં સાસરીઆને રોતાં—ઓ
ભોજનીઆં હરિમાં ભાવના જમતાં, લગ્ની સાહેલીથી રમતાં—ઓ
આનંદપુરીના રાજાને વરીઆ, અમર વરને મેળવ્યા—ઓ.

સસરા સંતોષજીને સુરતાબઇ સાસુ, સાસરીઉં છે ખાસુ—ઓ.
મ્હાલુ છું સુખમાં ને દેખુ છું સુખને, શ્રવણે સુણુતી નથી દુઃખને—ઓ
શું છે રાજના કાજ અમારે તમારૂ માણો તમારે—ઓ

### ૪. રાગ જ્યાવર વાટીઓમાં રહેજો.

નિર્લજ ના ફરીએ મીરાંબાઈ જગથી તો ડરીએ
અમે લાજી બહુ મરીએ મીરાંબાઈ
સાધુઓની સાથે ભજન શીદ કરીએ, સાધુના વેષે શીદ ફરીએ—મી.
માત પિતાના કુળને લજવીએ, જગથી ઉલટાં શીદ વહીએ—મીરાંબાઈ
અવગુણ સમાસે પંથો તે કહીએ, એકવાર આવો સાસરીએ—મીરાંબાઇ
મ્હેલ આપી અન્ન ધન્ન ભરાવીએ, તેમાં ભજજો શ્રી હરિએ—મીરાંબાઈ
મીરાંબાઇ અરજ એ છેલ્લી અમારી, દુઃખો દઇશું ન જરીએ—મીરાંબાઇ
સુણી સુણીને વાતો ઉર બળીએ, ભર્યાં ઉદરમાં કયાં ભરીએ—મીરાંબાઈ
જગમાં રહેવું હોય તો અહીં આવી રહીએ, ઝાઝુ શું કહીએ—મીરાંબાઈ
નહિ તો અમારી ભુમીમાં ન રહીએ, નહિ તો વીખડાં પી મરીએ—મી.

---

### ૫. રાગ અનીરૂદ્ધની ઘોડલી.

જેમલ રાઠોડનાં દીકરીરે, ધન મીરાં અવતાર
લઘુવયથી વ્હાલો વિઠ્ઠલોરે, નથી ગમતો જરીએ સંસાર પૂર્વનીએ પ્રીતડી
સાધુ સંગ સેવા કરેરે, અતી ધરી અંતર વ્હાલ,
હરતાં ફરતાં ઉચ્ચારતાંરે, એક પ્યારો શ્રી ગિરીધરલાલ—પૂર્વની
રાચી પ્રભુના પ્રેમથીરે, સાચી પૂર્વની પ્રીત,
હરિના ગુણ ગાતાં નાચનીરે. હરખાતી ગાતી ગીત—પૂર્વની
હરિ રસના વિયોગીઆંરે, નિંદા કરતાં જન,
જાણુતા પ્રભુ પ્રેમનેરે, તે તો કહેતાં ધન ધન—પૂર્વની

રાણાજીએ સાંભળ્યું રે, સાધુ સંગે મીરાં સંતોષ,
લખી કાગળ મોકલ્યા રે, મીરાં સુણ્યા તમારા દોષ—પૂર્વની
સાધુ સંગે તમે શીદ ફરોરે, કેમ છોડી તમે લાજ,
જગથી કેમ ઉલટાં રહયાંરે, તમે રાણી થઇને રાજ—પૂર્વની
સર્પ ભરીને મોકલ્યારે કહીને શાલિગ્રામ,
પહેર્યા મીરાંએ તે કંઠમાંરે, થઇ રહ્યા આત્મારામ—પૂર્વની
વીખના પ્યાલા મોકલ્યારે, દઇને અમૃતનું નામ,
ચરણામૃત માની, પી ગયાંરે જેને હૈયે હરિની હામ—પૂર્વની
રાણો આવ્યો મારવારે, કરમાં લઈ તરવાર,
હાથ ઉછાળી મારતાંરે, મીરાંબાઈ દીઠાં ચાર—પૂર્વની
કર જોડી પાયે પડયોરે, સાચાં સતી મીરાંબાઇ
આવી રહો તમે રાજમાંરે, જેથી રાજ પવિત્ર થાય—પુર્વની
મીરાંબાઇએ માન્યાં નહિરે, જવા રાણાજીને ઘેર,
કુળ રાણાનાને તારીયુ રે ગયાં દ્વારિકા આનંદ ભેર—પૂર્વની
પ્રભુ રૂપમાં મળી ગયાંરે, તમે ભજોને દેવ મેરાર
ભક્તિ સાધન સાર છે રે, તે જાણે જે પામે પાર—પૂર્વની

---

## ૬. રાગ, આંબોમોરીઓ.

ચેતી ચેતી લ્યો કંઈ ચીતમાં, અરે ભજી લેને કીરતાર—અવસર
રૂડો આવીઓ.

તન ધન જોઇને શું ફૂલી રહયો સાચો માનીને સંસાર—અવસર.
મહા મહેનતે મનુષ્યા તેં મેળવ્યો, નથી આયુ તણો નિરધાર—અવસર.
પ્રાણી દુઃખ ટાળવાને તું આવ્યો, ભરવા લાગ્યો દુઃખના ભંડાર—અવ
પાળી બાંધને પાણીમાં વહી જાશે, પછી પસ્તાયે વળશે ન કાંય—અવસર

તન ધન મનથી ધર્મ કરને, જેથી જગત જીતી તું જાય.—અવસર
પ્રીત બેઠાં કરી શું પંથીથી, સગો સાચો તેને સંભાર—અવસર
નથી દાન દેતો ને દયાવૃત્તિ, નથી ભજતો જગ કીરતાર—અવસર
નથી દુ:ખી જીવોને સુખી કર્યા, નથી પાપ તણો પશ્ચાતાપ—અવસર
પાપી જીવડા તારૂં જો શું થશે, જ્યારે દુભસે તારાં પાપ—અવસર
જીવડા કર્મ આગળ તારી આવશે, તજી અધર્મ સેવીલે ધર્મ—અવસર
કહે ગુમાન ધર્મે અર્થો કરજે, એ છે સર્વ શાસ્ત્રનો મર્મ—અવસર

---

**૭ રાગ સુરતા લાગી છે તેની બ્રહ્મણા ભાંગી છે.**

ધીક ધીક જન્મ તેનો હરિને વિસાર્યા.
ફાલ્યા ફૂલ્યા ધીક ફર્યા એ જીવડારે જન્મ ધર્યાની જેણે જુકિત ન જાણી
અન્ન દાન દીધાં નહિ પાણીના કુવા, કીર્તીના દાનમાં મુવા—એ જી.
વિદ્યાના દાન દેતાં દીલડાંએ વાર્યા, મમતમાં મુંડી હાર્યા—એ જી.
ભલી ભાવી કીર્તિના કરજોન કીધાં, નાતો જમાડી જશ લીધા ,, ૩
ખર્ચ કરીને ખાલી મોજોને માણી, બંગલા બનાવી બેઠક આણી ,, ૪
ધનના મદમાં અંધ થઇને તો ડોલ્યા, બુદ્ધિનાં ચક્ષુ ના ખોલ્યાં ,, ૫
દુ:ખી ગરીબોને નીચાં બહુ માન્યાં, બંધુ ભાવે ન પીછાણ્યાં ,, ૬
વ્હાલાં સાથે ખાલી વિરોધ કરીઆ, વેરને વેરમાં મરીઆ ,, ૭
પરનાં પોતાના માની પ્રેમથી પૂજ્યા, પોતાના પ્રેમી ન સુઝ્યા ,, ૮
ભલાં કીધાં નહિ ભુંડામાં ફરીઆ, પાપના ભાર શિરે ભરીઆ ,, ૯
ભલી ભુદરજીની ભકિત ન જાણી, જગને બતાવ્યાં ટીલાં તાણી ,,૧૦
કાળાં ધોળાં મૂકી સાચુ લે શોધી, વળશે શું પત્થરમાં ખોદી ,,૧૧
નથીરે ગુમાનમારે લેવુંને દેવું, કરજે અંતર વ્હાય તેવું ,,૧૨

---

## ૮. રાગ ઉપરનો.

તારૂં ન જાણ્યું જીવ તેં તારૂં ન જાણ્યું.
મિથ્યા સુખને વખાણ્યું ઓ જીવડા તેં તારૂં ન જાણ્યું.
જાણી ન જાણ્યું જીવડે માની ન જાણ્યું, જાણ્યા વિના સુખ માણ્યું ઓ
આંખે જોયું પણ અંતર ના જોયું ભલુ ભુંડું ના પરમાણ્યું ,, ૧
મહેનત કરીને મોટાં નાણાં મેળવીયાં, વાપરતું ના પિછાણ્યું ,, ૩
અંધ હોય તેને રઝળતાં વાળીએ, દેખીતું ના વજો વાર્યું ,, ૪
જાણે પિછાણે દેખે અગ્નિ તો બાળે તોયે પડે થઇ અજાણ્યું ,, ૫
વીખડાના પ્યાલા પીતાં જીવડા તો જાયે પીવા તોયે પાછું ધાર્યું ,, ૬
નિદ્રા આવેલી તોયે બોલાવે બોલે, કેમ બોલે નહિ જાગ્યું ,, ૭
ફૂલ્યા ફર્યાં અને ભુલ્યા વિસાર્યા, મોટાઇમાં ઘર માર્યાં ,, ૮
જશ મેળવ્યા ઝાઝાં તન ધન હારી, ટાંકામાં નીર જણાવ્યું ,, ૯
જુઠા જશની દેજે મમતા તું છોડી, કરજે વીત્યા તેનું વાર્યું ,,૧૦
કહેરે ગુમાન જેવો ધણીનો ઘોરી, દીન ફર્યો તોયે ત્યાંનુ ત્યાં ધાર્યું ૧૧

---

## ૯. રાગ ઉપરનો.

પૂર્વના પૂન્ય મારાં આડે તો આવ્યાં
સદ્‌ગુરૂ મળીઆને સુતાં જગાવ્યા ઉરના શોક સમાવ્યા
શોક સમાવ્યાને આનંદ ઉભરાવ્યા, સાચાં પ્રભુજીનાં ભજન સોહાવ્યાંરે–સુ
શાસ્ત્ર પુરાણોના તત્વ બતાવ્યા, પુરણ સઘળે પ્રભુજી પરશાવ્યાંરે–સુતા
માયાના મહીડાંને જ્ઞાને વલોવ્યાં નવનીત બ્રહ્મને કાઢી બતાવ્યાંરે–સુતા
એ વિના કાજ સહુ જુઠાં લહાવ્યાં, જગત બ્રહ્મના પડછાયા મનાવ્યાંરે–સુ
સાધુને વિષવાંને સરખાં મનાવ્યાં, જીવતાં પણ તોયે મુવાં ઠરાવ્યાંરે–સુ

કાજ કરવાં તો પરમારથનાં કહાવ્યાં, બીજા સહુ દુઃખના બીજ ભરાવ્યાંરે–સુ
અંતરમાં અવિનાશી રાખ્યા, મનડાં તો સંતોને ચરણે રખાવ્યાંરે–સુ
જગની ઉપાધીથી દીલડાં ઉઠાવ્યાં, વીખના ભરેલા મોદીક મનાવ્યાંરે–સુ
દાસ ગુમાન એ તો સંદેશો લાવ્યા, સુધર્મી કાજ સતગુરૂએ મોકલાવ્યાંરે–સુ

---

## ૧૦ રાગ સંત કલ્પતરૂ શીતળ છાંયા. ધોળ.

પુરણ પૂન્યે માનવ દેહ ધરીને, ભકિત ભલી પૂર્વે પૂન્યે કરીને
ક્યાં મળવાનો ફરીએ ફરીને તો વાત વડીએ વિચારીએરે—૧
મહા મહેનત કરી મેળવ્યાં નાણાં, ન જોયાં રાત દિવસને વ્હાણાં
કનક સાટે લીધા પછી પાહાણા તો ટાણા શીદ વીસારીએરે—૨
અન્ન ધન જોઈ ઘરમાં ભરેલાં, ખાતાં પીતાં ખૂબ મોજે ઠરેલા
ભાવી તણા ન વિચાર કરેલા તો, ખાશે પછી શું ખૂટતાંરે—૩
સુખડાં માણીને સુખડાં મેળવીએ, તો પછી શાને દુઃખડાંમાં બળીએ
જાણી જોઇ કુવામાં પડીએ તો, બોલાવીએ કોને બુડતાંરે—૪
ગંગા તજી શીદ ખાડામાં નાહીએ, અમી ભોજન તજી વીખ શીદ ખાઇએ
લક્ષ્મી પ્રસન્ન થયે અવળા ધાઇએ તો એથી કોણ અભાગીઆરે—૫
ધન ધન કહીએ સંતોષી નરને, કુદ્રષ્ટિથી જુવે નહિ પરને
વ્હાલા લાગે વીશ્વંભરને તો શીયળ વૃત્તિ સુભાગીઆરે—૬
ધન ધન છે તે નારની કરણી, સંતોષી વર સુભાગીને પરણી
સ્વર્ગે જવાની છે એ નિસરણી તો નરનારી વૃત એકનારે—૭
વ્હેવાર ધર્મ સંસાર ચલાવે, મિત્ર રહી સહુના બહુ ભાવે
કહે ગુમાન એ વૈકુંઠ જાવે તો વ્હેતાં પંથ વિવેકનેરે—૮

---

## ૧. શ્રી શંકર વિવાહ લીલા. ધોળ.

ઉમીયાંજીએ કાગળ મોકલ્યા, છાના લખીને સખીઓની સાથ—
—વરવા વ્હેલા આવજો.
મળવા અંતર અતિ અકળાય છે, ઘણી મળવાની ઇચ્છા છે નાથ ,, ૧
રૂપ ગુણના વખાણે સાંભળ્યા, કીધી નારદજી એ છે વાત ,,
માતા પિતા સુણીને હરખીઆં, સખીઓ સુણીને થઈ શાંત ,, ૨
કેવા સર્પના હારો કંઠે ધર્યા, શોભે ભાળમાં અર્ધ ચંદ્ર ,,
વાઘાંબરના ચીરો છે સજ્યાં, જટામાં શોભે છે ગંગ ,, ૩
અમે વૈરાગી નર શોધતાં, પુર્યા વિધિએ મારા કોડ ,,
અમને વાતો વૈરાગની ભાવતી, મળી સરખા સરખી જોડ ,, ૪
ખાવા પીવાને ફરવાં ગમતાં નથી, નથી ગમતો સખીઓનો સાથ ,,
હરતાં રમતાં જરીએ ન ગોઠતું, તમ ચરણે રહ્યું મનનાથ ,, ૫
પાંખ હોય તો ઉડીને આવીએ. નથી કહ્યું કરતો પવન ,,
સ્વામી ગુમાનનાને ઝાઝુ શું કહીએ. પરખી લેજો પ્રેમીનું મન ૬

---

## ૨. રાગ અનીરૂદ્ધની ઘોડલી ધોળ.

કૈલાસમાંથી નિસરીરે, શંકર કેરી જાન
દેવ સઘળા ચાલીઆરે, બ્રહ્મા ઇંદ્રને ભગવાન—મંગળ ગાયે માનુની
ઋષિ મંડળ બહુ શોભતુંરે, સહુ સહુ નાવાહને ત્યાંય
શંખ ડમરૂ વાજાં વાગતાંરે, જેની વરણી ન જાય શોભાય—મંગળ
ભુત પિશાચો ઉંચા અતીરે કદરૂપા જેના ઘાટ
તેતો વગાડે ડોકલાંરે, ચાલે પંથમાં પુરપાટ—મંગળ ૨.
પંચ કાશી આનંદમાંરે, આવ્યા હિમાલય ઘેર
સર્વ સામૈયે સંચર્યારે, ઉતાર્યા આનંદ ભેર—મંગળ ૩.

વિવિધ ભોજન બનાવ્યાંરે, જમવા માટે જાન
પર્વતો સઘળા પીરસેરે, હિમાલય એ તો મેમાન—મંગળ ૪.
સાસુ મેના આવ્યાં પોંકવારે, વર જોઈ ડરીઆ મન
પુત્રી તણા શું પાપથીરે, મળ્યું જોગટા જેવું તન—મંગળ ૫.
નગરના લોકો ભાગતારે, જોઈ ભૂતાવળ વૃદ્ધ
જ્યાંને ત્યાં ધુમ ઉડતીરે, કેમ ફરીએ ધરીને આનંદ—મંગળ ૬.
પાર્વતીને લઇ ગોદમાંરે, રૂવે મેનાબાઇ માત
દીઠા નહિં પહેલાં દીકરીરે, હવે કોને કહીએ વાત—મંગળ ૭.
કોણ જનમના પાપથીરે, પામી એવાં ભરથાર
માતા ન બોલો મૂખથીરે, નથી ભાગ્ય કોઈ ફેરવનાર—મંગળ૮.
મુનિ નારદ ત્યાં આવ્યાંરે, સઘળો કહ્યો વૃતાંત
ઉમીયાં થઈ છે દીકરીરે, તમે સમજો હવે ગુઢ વાત—મંગળ ૯.
પાર્વતીને ઉમીયાં જાણતાંરે, સમીઓ સઘળો ખેદ
કન્યા દાન દીધાં કોડથીરે, ભલા વિધિ પ્રમાણે વેદ—મંગળ ૧૦.
અતિ હર્ષ હિમાલયેરે, આપ્યાં કનકનાં દાન
હાથી ઘોડાને પાલખીરે, દાસ દાસી તણા સન્માન—મંગળ ૧૧.
શંકરને પાયે પડીઆરે, ભેટયા સર્વે વેવાઇ
મંગળ ગાતાં વધાવ્યારે, સખીઓએ પાર્વતીબાઈ—મંગળ ૧૨.
જોડું જુગો જુગ જીવજોરે, રહેજો સુખમાં આનંદ
ગુમાન ગુણો ગાય છે રે, અતિ ઉરમાં ધરીને ઉમંગ—મંગળ ૧૩

---

**૩. રાગ-માથે કોપી રહ્યો કાળ મુરખ મનમાં વિચાર.**

આજે આનંદ ઉરમાં ન માય, જોઇને આંગણે દેવો વેવાઇ.
મંડપ રચી દીધાં કન્યાદાન, સખીઓ જુવે છાની શંકર ભગવાન

સખીઓ ત્યાં મંગળ ગાયે ગીત, અંતર ઉભરાયાં પાર્વતીની પ્રીત
ચરણુમાં ઝાંઝર અંગ શણગાર, સુગંધ મ્હેકે નહિ શોભાનો પાર
મોઢ મૂકી શિશ ઉપર ત્યાંઈ, ગાંડા હર્ષે ફરે મેનાવતીબાઈ
જાચક દ્વિજના સંતોષ્યાં મન, અખંડ સૌભાગ્ય વદે સહુ વચન
ધન પાર્વતીના પુન્યનો પાર, પામ્યા અમર વર શંકર ભરથાર.

---

## ૪. રાગ-તોપ પડે રંગ મહોલમાં.

વર લઇ વેવઈ આવીઆરે (૨) આવ્યા ભલે અમ ઘેર
આનંદે વધાવીએરે,

કુંવરી અમારી લાડણીરે, પરણાવશું શુભ પેર—આનંદે
વેવાઇ તો ફરે ગાભરારે, જાનઇઆંના ભુખે સુકયાં મુખ—આનંદે
ફરતા ભમે જાણે ભૂતડાંરે, પેલા જાનઇઆને ચાસી ચુંક—આનંદે
ઓ માં, ઓ બાપ પોકારતારે, પેલા જાનઈઆંના મોટાં પેટ—આનંદે
અન્ન વિના ભુખા આવ્યારે, જમવા કરે તાલાવેલ—આનંદે
ખાઇને ઉંઘે જાણે ઉંદરારે, ઉઠતાં વળી ઉપવાસી—આનંદે
છાશને મીઠું કોઇ લાવોરે, પેલા જાનઇઆંને જઇ પાવો—આનંદે

---

## ૧. રાગ-માં, કાળકા વસે પાવાગઢરે...સખીઓનો શૃંગાર.

ઓ કાનુડા નંદના લાલારે, વગાડો ન વાંસળી
અમને વાગે છે અંતરમાં ભાલારે........વગાડો
વ્હાલા પ્રેમ જોઈ કરી પ્રીતડી, જાગ્યો પૂર્વ જન્મનો સંબંધરે-વગાડો.
વ્હાલા ચિતડાં તાણી શું વિસારીઆં, અમે કયાં જઇશું અમે અંધરે-વગાડો.
ખાવાં પીવાં ને કાજે હરવાં ફરવાં, નથી ગમતાં અમને લેશરે-વગાડો.

નથી અંતર ખોલીને બોલતાં, નથી ટળતો અંતરથી કલેશરે—વગાડો.
કરીને ઉપાય દુઃખ કોને કહીએ, નથી દેખાતો વૈદ્ય કોઇરે—વગાડો.
તન મનથી તો શું આનંદ કરીએ, પૂછે શું થયું લોકો જોઇરે—વગાડો.
બીજાં દુઃખ તો સંભારીએ ને વિસરીએ, અમને મુખમાં આવ્યો રોગરે—વગાડો.
ઉગ્યો એક જોઈ કુંજ પ્રફૂલીઆં, કયાંથી આવ્યો મેઘનો જોગરે—વગાડો.
વ્હાલા પ્રેમના નાવે બેસાડીઆં, અધર રાખો ના પાર ઉતારોરે—વગાડો.
દર્શન આપો તો દિલના દુઃખો ટળે, જળનું પ્રાણી તડકામાં ના મારોરે—વગાડો.

---

## ૨. રાગ—સોપારીની વાડીમાં હિમ પડયાંરે.

વિધિએ લખ્યાં શું લેખ લખતાં ભૂલી ના પડીરે,
લખ્યો પ્રીતિમાં વિયોગ રીતિ નહિ આવડીરે.
કરી નંદલાલે પ્રીત પળથી વિસારીયાંરે,
અમને આપી વિશ્વાસ પછી વ્રત વાઢીઆંરે.
જોયાં જમુનાના નીર તીરે તીરે ફરી હરીરે,
મળે પંથી કોઈ ત્યાં તો પૂછીએ અમે વળી વળીરે.
સુણી મોરલીના સુર અમે દોડી ત્યાં જતારે,
વ્હાલો મળવાની આશ થાકયાં તોયે દોડતાંરે.
અમે દિલ કીધાં એક એણે તો પડદા ધર્યારે.
અમે માન્યાતા પ્રાણ એણે તો મુડદાં કર્યારે,
એ શું પ્રીતિ કે વેર નથી પરીક્ષા થતીરે,
હશે અમીરસ કે ઝેર જીવ્યાં કે મુવા ગતીરે.

---

## ૩. રાગ-રઢીઆળો ઘોડા લાડકોરે.

ભલાં ફૂલોની વાડી ખીલી રહીરે, પેલો પવન લઈ નાશે સુગંધ
કેવાં પ્રાણી એ પ્રેમનાં ભોગીઆરે......
અંધ કેમ નથી અમે દેખતાંરે, કેવો પૂર્વ જન્મનો સંબંધ—કેવાં
આદિત ઉગ્યોને પદ્મ પ્રફુલીઆંરે, કેવું શોભે છે એનું રૂપ—કેવાં
લેવા સુગંધ ભમરા ભમી રહ્યાંરે, એના મરણને માને અનુપ—કેવાં
જોઈ ચંદ્ર ચકોરી ગઇ ઠરીરે, ખીલી જળમાં પુરણ કુમુદ—કેવાં
ખીલી ખીલીને કુમુદ ખરી પડીરે. નથી ચકોરમાં રહી શુદ્ધ—કેવાં
પ્રીત બાંધી પાણીમાં મીન રહ્યાંરે, થયાં પછી મુકાતાં નિરાશ—કેવાં
મોહ્યા સર્પો બંસીના સુરમાંરે, પછી બાજીગરે આપ્યો ત્રાશ—કેવાં
દીપ જોઇને દોડે જો પતંગીઆરે, ખોયા માંહ્ય પડીને પ્રાણ—કેવાં
કર્મ ધર્મ પ્રમાણે પાળવારે, ભલાં ભુંડાની નથીરે પીછાણ—કેવાં

---

## ૪. રાગ-ઉપરની ઢબનો

જોને મેઘલા ચઢયા આકાશમાંરે, વળી વિજળી તણા ચમકાર
જોને આનંદ કેવો એ આપતાંરે......
કેવો ધીરે કડાકે ગાજી રહ્યોરે, કેવી ધીરી ધીરી વરસે ધાર—જોને
દાદુર ડું, ડું, શબ્દથી બોલતાંરે, કરતાં પતંગીઆ પ્રકાશ—જોને
મોરો ચોર બનીને ચિત ચોરતારે, સુણતાં શબ્દો સમતા ત્રાસ—જોને
ધરા પવને વાતાં કેવી બ્હેકતીરે, ઘટી દુઃખીઆ ભૂલી જાતાં દુઃખ—જો
જન જીવો ફરતા આનંદમાંરે, કરવા ઉધમ ભૂલ્યા ભૂખ—જોને
ગાતાં પક્ષીઓ રાગ મલારનોરે, જોને ઘડી એ ન ધરતાં ધીર—જોને.
ધન ધન કહો એ સમયનેરે, સહુનાં શીતળ દિસે દિલ. જોને.

ભર્યાં સરિતા સરોવર શોભતારે, કેવાં ઓપતાં એ તો અપાર,
કૃષિ વાવે અન્નો ભાતભાતનાંરે, પછી કર્મ પ્રમાણે પામે પાર-જોને.

### ૫. રાગ-વાડીમાં હિમ પડયાંરે.

આવી રૂતુ વસંત ઉમંગ વધાવતીરે,
લાવી શુભ સુગંધ જગને બહુ ભાવતીરે.
શોભે તરૂઓ પર પાન મ્હેકે રૂડાં ફૂલડાંરે.
સઘળે વનમાં ને ગામ ફરતાં ઠરે દિલડાંરે.
કડવો છે પણ લીંબ લાગે રૂડો છાંયડોરે,
આપે આનંદ ને સુખ મધુરો વાયરોરે.
જોતાં એનાં ચરિત્ર દુઃખી દુઃખ ત્યાગતારે,
કોમળ કોયલના બોલ મીઠા બહુ લાગતારે.
ફરે પક્ષીનાં વૃન્દ સુગંધ ને શોધતાંરે,
બેસી લેતાં સુગંધ આનંદથી ઊંઘતાંરે.
કરે પક્ષી કલ્લોલ રૂડા બોલે બોલ સહુરે,
સુણતાં હર્ષ અતોલ તે તો ભાવે બહુરે.
એના ગુણ રૂપ બહુથી સહુને એ ભાવતીરે,
સદા રહેજે વસંત હવે તું રખે જતીરે.

### ૬. રાગ-ઉપરનો.

ઓ તું કોયલડી ના બોલ મને ગમતી નથીરે,
જોયું જોયું છે તારૂં રૂપનથી તું લાજતીરે.
આવો રૂપમાં ગુણ સુરો કોણે આપીઓરે,
અચરજ લાગ્યાં ઉર હર્ષને શોક વ્યાપ્યોરે.
શું સંભારી દેછે વેર મને શીદ તું નડીરે,

રૂપમાં દેતાં ગુણુ વિધિ ભૂલી ના પડીરે.
તને બોલાવે કોણુ બેન ! અરે ? શીદ બોલતીરે,
શોધી સુગંધની ડાળ ઝોલા શિર ઝોલતીરે.
શીળે બેસી સુગંધ લેતી મઝા હો મહાલતીરે,
બેની શા કીધાં પુન સુખમાં દિવસ ગાળતીરે.
ખેલી કરતી કલ્લોલ વનમાં તું એકાંતમાંરે,
તને જોઇ બળું ઉર અરે એક વાતમાંરે,
તારે છે શું કાજ તજી બેડી લાજનેરે,
બાળ સુખના એ સાજ બાળ તારાં રાજનેરે.
કોણુ તારાથી દુષ્ટ બચ્ચાં તારાં કયાં ફરેરે,
પેટ ભરી શું હરખાય, બીજાં તો બળી મરેરે.

## ૭. રાગ–નાગદમણુનો.

બાવી શરદ ઋતુ ભલે આવીરે, પણુ ઠંડી શું કરવા લાવીરે.
ઓપે અંબરમાં અતિ તારારે, તે તો જોવા ગમે બહુ સારારે.
નિર્મળ ચંદ્ર કેવો શોભેરે, વારે વારે જોવા મન લોભેરે.
વ્હેતી સરિતાઓ ધીરી ધારારે, છોડ ખેતરમાં લાગે પ્યારારે.
સજવા ચીર અંગે બહુ ગમતાંરે, ગમતા તાપ રવિના સમતારે.
ગોરી રૂપ ધરી રૂડું ફરતીરે, તે તો લાજે ન બહાર નીસરતીરે.
કાળાં જનની કજા બહુ પડતીરે, ટાઢ જીવ સર્વને એ નડતીરે.
શોધે બાળકને વૃદ્ધ બળતાંરે, છોરાં ખાવા બહુ કળકળતાંરે.
જંપવા દે ન સાસુ અદેખાંરે, ટાઢ ટાઢમાં કાજ કરાવેરે.
હિંચોળે છોરાંને બાળે બળતાંરે, વહુ બેસે તો ઝટ બડબડતાંરે.
ઉદ્યમ કરશે જુવાનીમાં ધારશેરે, તે તો ખાશે બેસી સુખી થાશેરે.
ટાઢ કરશે શું કાલે વહી જાશેરે, દુઃખ સહેતાં સુખીઆ થનારેરે.

## ૧, બાળકીઓને ઉપયોગી.

**રાગ-સાંભળજો સજજન નરનારી હેત શિખામણ સારીરે.**

ચાલો સખી સહુ ટોળે મળીને ભૂવનેશ્વરી પૂંજવાજીરે,
સેવા સાહિત્ય લ્યો છાબમાં ફુલડાં ધૂપ નૈવેદ્યને દીવા-સેવા કરશુંજીરે
શોભે સરોવર સુંદર ભર્યું ફુલો કમળના ફુલ્યાંજીરે,
ભમરા ભમતા જોતાં ગમતા રમતાં જમતાં ભૂલ્યાં—સેવા
પાળે તરૂ પર પક્ષી બોલે, ગીતો જાણે ગાતાંજીરે
ફુદડી ફરશું ગરબે રમશું દોડશું બહુ હરખાતાં—સેવા
માત ઉમીયાંને પાયે પડશું ચરણો પૂજશું પ્રેમેજીરે
નિત નિત આવશું ફુલડાં લાવશું લીધો અમે તો નેમ-સેવા.

## ૨, રાગ-પૂનેમ પ્રગટીરે સજની.

શશિએ વ્રત તો રે, લીધાં અમે કાજ ભલાં બહુ કીધાં
મંગળ મંગળરે કરજો, અમારાં દુઃખ દારિદ્ર હરજો—શશિ ૧.
બુદ્ધ સુબુદ્ધિરે દેજો, અમારાં દિલડાં નિર્મળ રહેજો
ગુરૂજી કૃપારે કરજો, દયા પ્રેમ દિલડાંમા ભરજો—શશિ ૨.
સુકર સુખડાંરે દેજો, નિત્યે શુદ્ધ અમારી લેજો
શનીશ્વર દયારે રાખજો, અમારા અવગુણોને સાંખજો—શશિ ૩.
આદિત નિત દર્શનરે દેજો, અમ પર સદા કૃપાળુ રહેજો—શશિ ૪.

**રાગ-આવી નવસે નવાણું લાગી એકેવારે.**

નિત વ્હેલાં પ્રભાતે ઉઠીએરે, માત ભૂમિને પાયે પડીએરે.
માત ઉમીયાંજીને આરાધીએરે, દાતણ પાણીને સ્નાન તો કરીએ.
દેવ સેવાને નહિ વિસારીએરે, પછી પરવારીને તો જમીએરે.
શિખ માતા પિતાની માનીએરે, કાજ કરતાં તો રીસ ના આણીએરે.

ધ.ર પહેરીને ફરીએ શોભાવેરે, લોક સહુને બોલાવીએ ભાવેરે.
વૃદ્ધ મોટાંને પાયે પડીએરે કોઈ સાથે કદી નહિ લડીએરે.
નીચ છોકરાંના સંગમા ન જઇએરે, નીચ સખીઓનું નામ ના લઇએ રે
કે.ઇને ઘર કાજ કરતાં દેખીએરે, તે તો તર્તજ આપણે શિખીએરે
ચોરી ચાડી કદી નહિં કરીએરે, ભણી વિદ્યા શિયળવ્રત લઇએરે.
સતી માતાના ગુણ ગાઇએરે, દુઃખ જોઈ તેના દૂઃખને સહીએરે.
શાસ્ત્ર પ્રગટ પોકારી કહેતાં, સુખ મળે સહુ ધર્મે વ્હેતાંરે

### ૪. રાગ–મા પાવા તે ગઢથી ઉતર્યાં.

મા સેવા અમારી માનજે મહાદેવીરે
જગમાં જુગતંબા માત, જોવા જેવીરે.
મા, અખંડ ધૂપ ને દીવા બળે મહાદેવીરે,
જોતાં સમતા સંતાપ, જોવા જેવીરે.

મા અંગ પર હીરના ચીર શોભે–મહા, શિર શોભે કનકના કેશ–જો
મા મોતી પરોવ્યાં શોભતાં–મહા, લાગે વ્હાલો બહુ વેષ–જોવા
મા પહેર્યા સોનાના ચુડલો,–મહાદેવીરે શોહાવ્યા કંઠે હાર–જોવા
મા ચરણે ચળકે ઝાંઝર,–મહાદેવીરે, બહુ શોભે છે શણગાર–જોવા
મા ફૂલના ગજરા કરે ધર્યા,–મહા, દયા દ્રષ્ટિથી જોતાં દાસ–જોવા
મા સેવા કરી બહુ માનતાં–મહા, ઉર પૂરણ કરતાં આશ–જોવા

### ૫, રાગ પડવાની પણ પ્રીત.

કાર્તકે તજીને કલેશ ડાહ્યાં થઇએરે,
માગસરે સહુની સાથ સ્નેહે રહીએરે,
પોષે નીતિની વાત સ્નેહે સુણીએરે,
મહા માસે ધર્મના શુભ થાણા થુણીએરે

ફાગણે સંભારી લાજ, પંથે ફરીએરે
ચૈતરે ચેની ચિત ચિતમાં ન બળીએરે
વૈશાખે સુણી વાત ના વિસરીએરે,
જેઠે તો જુકિત જોઇ કારજ કરીએરે,
અષાડે દુર્જનના બોલ રહીએ સાંખીરે,
શ્રાવણે હરિની સાથ રૂડી રાખીરે,
ભાદરવે ઘરના કાજ મુકી ન ફરીએરે,
આસોએ અંએમાત એજ ઉચરીએરે.

---

# ગીતાવળી.

## રાગ, ધોળ.

પડવે પૂરણબ્રહ્મ ભાસીઓરે, ગુરૂએ લોચન આપ્યાં.
તમે અમે ટાળી,, તે,, થાપ્યારે, આનંદ ઉલટાવ્યા ૧
બીજે કોઇ બીજો નથીરે, એનો એજ ભરેલો.
પ્રકૃતિ સાથે વેષ ધરેલોરે આનંદ ૨
ત્રીજે ત્રણ ગુણની લીલારે, આપો આપ રચાવી.
સંતોનાં સમજ્યામાં આવીરે, આનંદ ૩
ચોથે ચાર વેદો વડેરે, વાણી વિવિધ ઉચ્ચારી.
તોયે "નેતી" કહી રહ્યા મન વાળીરે, આનંદ ૪
પાંચમે વેદ પાંચમોરે, કોઇ સંતે પીછાણ્યો.
તેણે મુંગા રહીને માણ્યોરે, આનંદ ૫
છઠે ષટ દર્શન વેષનારે, એકજ છે સજનારો.

જેવો ખેલાડી ખેલણુ હારોરે, આનંદ ૬

સાતમે સત્ય જે સમઝીઆરે તે ભજન પંથે પડીઆ.
પરમારથ મુકિતમાં મળીઆરે, આનંદ ૭

આઠમે અંતર કંઇ નથીરે મનડું રહ્યું છે હારી.
પૂર્યું પિંજરે પક્ષી દયો ધારીરે, આનંદ ૮

નોમે નવું નવું ભાસતુરે, એ તો ભજન ચુકાવે.
જ્ઞાન તો એકજ બીજુ ન કહાવેરે, આનંદ ૯

દશમે દશ દરવાજેરે, એકજ સેવકને સ્વામી.
એ તો બહુ જબરો છે બહુ નામીરે આનંદ ૧૦

એકાદશીએ વ્રત ભાવ્યાંરે શમતા અને દમતા.
સુવિચાર ફળાહાર જમતારે, આનંદ ૧૧

બારસે ભોજન જમીઆંરે સુકાં સંતોષ ભોગો.
જેમા કોઇ ભર્યા નથી રોગોરે, આનંદ ૧૨
તેરસે ત્યારે ટળી ગયારે, તે તો ત્રિવિધ તાપો.
સઘળુ કર્તા સ્વામીને થાપોરે, આનંદ ૧૩

ચઉદશે ચંચળ ચિતડુરે, પ્રભુ ચરણમાં ચોંટયું.
જઇ શુદ્ધ સ્વરૂપને ભેટયુરે, આનંદ ૧૪

પૂનમે પૂરણ પદ પામશોરે, તિથિ જોતાં વિચારી.
દાસ ગુમાનના દેષો સુધારીરે, આનંદ ૧૫

## રાગ ઉપરનો.

માયા કેરી સામગ્રી વડેરે મનવે મંડપ રચીઓ.
મોહ તણો કીધો માંડવોરે, શોભા શોભે અપારી.
જોઇ જોઇ લોભે નરનારીરે, મનવે ૧
રૂપ તણી કીધી રોશનીરે, શોભા જાયે ન વખાણી.

નેવાઇઓ રહ્યાં વિવાહ માણુંરે,... મનવે ૨
લોભ લાલચના વાગે વાજાંરે સુણતાં લાગે વ્હાલાં,
વિષયો મનાવે વડી વચનો કાલાંરે,... મનવે ૩
કન્યા ઇચ્છાઆઇ મળીઆંરે, વરતો અભિમાન મળીઆ,
પછી અહ સંસાર માંડવા મળીઆંરે,... મનવે ૪
વરતો-મળ્યો જંજાળીઓરે, કન્યા મળી છે જંજાળી.
એક એકની વાતો રાખી ઢાંકીરે,... મનવે ૫
કાયાપુરીમાં વસીનેરે, રૂડો સંસાર માંડ્યો.
નરનારીને આનંદ ઉલટયોરે,... મનવે ૬
માંડયા બધા વેપારોરે, જોડયા ધન ભંડારો.
વૈભવ દાસ દાસીના નહિ પારોરે,... મનવે ૭
લોક જણ્યા સઘળી જાતનારે, પક્ષી ઝાડોને પહાડો,
નથી એક વસ્તુ તણો આરોરે,... મનવે ૮
આ લીલા સઘળી જણીરે, તોયે તેં તો કુંવારાં.
શોધે પરણવા ફરીને ઠેકાણુંરે.... મનવે ૯
જેમ જેમ વૃદ્ધ થાતાંરે તેમ તેમ બાળાં દેખાયે.
જેનું રૂપ વર્ણવ્યુ રેન જાયેરે... મનવે ૧૦
અંત નથી પણ આવતોરે પરણી પરણીને થાક્યાં.
સંસાર માંડયાને ઘર બહુ માંડયારે,... મનવે ૧૧
દિવસે ને ઘડીએ નવા નવારે, નીત સંસાર માંડે.
પણ અંતર ઉમેદ ન છાંડેરે... મનવે ૧૨
એવા વેપાર ચલાવેરે કોઇને કોઇને ન પિછાણે.
ભરમે ભરમ રહ્યાં માણેવ,... મનવે ૧૩

ગોર ગુરૂજી મળીઆરે, પૂરણુ વિધિએ પરણાવ્યાં.
ત્યારે સાચા સંબંધ ઉર આણ્યારે... ગનવે ૧૪
મનનો મંડપ જુઠો ઠર્યોરે, પોતાનો હરીઓ સાચો.
હરીઆ કન્યાને વર કાચોરે,... મનવે ૧૫
દાસ ગુમાને ગુર થકી કે એ વિવાહો જેયા.
બહુ હસીઆને બહુ રોયારે,... મન ૧૬

## રાગ ધોળ ગરૂડે ચઢી આવજો ગીરધારી.

આનંદ એક હરી ભજનનો ધરીએ, ધર્મ પરમાર્થ પંથે ઠરીએ.
જગત જુઠ જાળાંને શું કરીએ,... ટેક.
ભોજનીઆં ભોગો રોગો ભરેલાં, સંબંધીઓ સ્વાર્થ માહે ફરેલા.
સઘળાં એ તો શત્રુઓ મિત્ર ઠરેલા,... આનંદ ૧
શરીર ભયકાળ દુખથી ભરીઉં, પળમાં પડે એવું કાચું કરેલું.
ભલાં રૂપમાં કુરૂપ વળગેલુ... આનંદ ૨
ધન બહુ આવતુ ઘેર બાળ્યું, ધર્મ વિના તે રહયું નહિ ખાળ્યું.
અભિમાને આવતાં તે ટાળ્યું.... આનંદ ૩
એવું સંસાર સુખ છે હાલું, સ્વાર્થને કાજ લાગે વ્હાલું.
તેથી હું તો પ્રભુ ભક્તિ મ્હાલું,... આનંદ ૪
નથી સુખ માણવુંને દુઃખ ધરવું ભલું પરમાર્થ કાજે કરવું.
રાધાબાઇના સ્વામીને વરવું,... આનદ ૫
વૈભવ વિત્ત ધન પ્રભુજીની માયા પુરવળી. સગાં સંબંધીઓની કાચી કાયા
સઘળુ તરૂવરના જેવી છાયા. આનંદ ૬

# રાગ અનીરૂદ્ધની ઘોડલી.

નરનારી તમે સ્નેહથીરે, સજજો ધર્મ શણગાર
આંખ વિના જેવી દેહડીરે, તેવો ધર્મ વિનાનો સંસાર જાણે એતો જાણુલા.
નીચ ભોજન રૂડું છતાંરે, આવે શું ઉચ્ચને કામ
ધર્મ વિનાના એ કાજ છેરે, એનું લીજીએ નહિં નામ, જાણે ૧
વર્ણાશ્રમ ઉત્પન્ન કર્યારે, પછી કરી આપ્યા ધર્મ;
એ ધર્મને સેવતાંરે, પામે મુક્તિ એવો છે મર્મ, જાણે ૨
દ્વિજે ભણવું ભણાવવુંરે, આપવો વર્ણોપદેશ;
ક્ષત્રિએ તન તજવું યુદ્ધમાંરે, એજ મુક્તિ તણો છે દેશ, જાણે ૩
વૈશ્યે વેપારો કરવા ભલારે, શુદ્રે કરવી સેવ;
નક્કી મુક્તિ તો ધર્મ વિશ્વાસ છેરે, સ્વમુખે વદીઆ દેવ, જાણે ૪
બ્રહ્મચર્યવૃત તે પાળવુંરે, પછી ભણવા શાસ્ત્રો પુરાણ;
સંસાર સંપૂર્ણ ઓળખીરે, કહ્યું લગ્ન કરવા પ્રમાણ, જાણે ૫
કુળ રૂપ વય વિદ્યા જોઇનેરે, જેવાં શાસ્ત્રોના ભેદ;
શુભ સમયે સ્નેહ જોડીએરે, જેથી કોઇ રહે નહિ વેદ, જાણે ૬
લલના એ નીતિ પાળવીરે, પતિ પદમાં એકજ નેહ;
બહાર બહુ ફરવું નહિરે, ધર્મ શાસ્ત્રોમાં રાખવો સ્નેહ, જાણે ૭
આજે સત્યનો અંત આવ્યોરે, ત્યારે કીધા અર્થના અનર્થ;
સ્વતંત્રતાએ સહુ બળ હર્યુંરે કીધાં ઉત્તમ વારેલાં વ્યર્થ, જાણે ૮
સુધારે ચઢી શું સુધાર્યુંરે, વાળ્યું જગતનું સત્યાનાશ;
મૂકતા ક્યાં થકી નીપજેરે, વસે બહુ મચ્છ નિધિમાં વાસ; જાણે ૯
આવળને કેરી આવે નહિરે, તમે સમજો મનમા માત,

આમે અમારૂં કહી ચુકયારે, સમજો સુપાત્રો એહ વાત, જાણે ૧૦
પરતંત્રતા પોતાને વશ થઇરે, તમે સજોરે નીતિના પંથ;
સુત ગુમાન ત્યારે થશેરે તમ બળથી સહુ બળવંત જાણે ૧૧

**રાગ–હરિનો મારગ છે શુરાનો.**

કર્મ કરી શુભ ધર્મે વહીએ ચહીએ ન ઉલટી વાટ જોને.
આડે એવારે ન ઉતરીએ, સીધાં જઇએ ઘાટ જોને.
ગાંધીના ઘેર વીખ ભરેલાં પણ તે તો કેમ ખાઇ જોને.
પવિત્ર દિવસે પાપ ન કરીએ ધર્મ એ કહેવાય, જોને.
માત પિતા પુત્રોના આગળ નિર્લજથી ના રહીએ જોને.
સમય સમયના ધર્મો સજીએ વૃદ્ધ સમે વૃદ્ધ થઇએ જોને.
ધર્મ પાળીએ આપણે તો ધર્મ આપણને પાળે જોને.
રસોઈ કરીએ શુદ્ધ થઈ ફરીએ જેવું દર્પણ ભાળે જોને.
સુખ સુતો ધન ધાન્ય તણાં તો આચારો છે મૂળ જોને.
ધર્મ વિના રીદ્ધિ સહુ નાશે સુખ નાશે ને કૂળ જોને.
બેટીનાં લે ધન એ તો દુખડાં તન મન બાળે જોને.
જન્મો જન્મ રોગી થાશે ભવભવનાં સુખ ટાળે જોને.
ગરજ હોયતો કહેલું માને નહિ તો માને લવારા જોને.
કહે ગુમાન દુઃખમાં સાંભળશે ભલાં ભુંડાંના ભારા જોને.

**પતિને શિખામણ, રાગ–વાડીઓ મારે જો.**

મનડાં મનાવી રહેજો પિયુજીરે મનડાં મનાવી.
દુખડાં સંભારી લેજો હો કંથજીરે–મનડાં મનાવી.

નીતિના પંથે નીચું જોઈ વ્હેજો, આડુ અવળું ના જો જો હો કંથજીરે–મ
રાખી થયા વિના પાર ઉતરીએ, શીદ આડે પુર પડીએ–હો કંથજીરે

પંથ જો છોડીએ તો કાંટાનાં પડીએ, ભમી ભમીને મરીએ—હો કંથજી
આંખો ફૂટે તેની સ્હામું ન જોઇએ, પાછળ સંભારી શીદ રોઇએ—હો
મેળવતાં ધન ભુવન વખત બહુ લાગે, ભાંગી વાવરતાં ન જરીએ—હો
ઉદ્યમ કરતા તે તો ખાતેથી ખાતા, ચોરી કરી તુરંગમાં ન પડીએ—હો
ધર્મી રહીને રૂડા ધર્મ પંથ રહીએ, પાપી શાને કહેવાઇએ—હો
મનુષ્ય દેહાનો મહિમા પિછાણીએ, દેહીનો તોલ ઉરે આણીએ—હો
તજીએ દુઃખોના પંથો પણ પ્યારા, શોધીએ સુખ પંથ સારા—હો

## સીમંત, રાગ—આંબો મોરીઓ.

આજે અમ ઘેર આવ્યાં વધામણા, એ તો પુન્ય તણો પ્રતાપ;
   તન મન શીતળ થયાં...
સખી કંકોત્રી મૈયરે, મોકલો, આણે આવશે એનો બાપ—તન મન
સંસ્કારો, અને શુભ રીતથી, પુછો ગોરને વિધિની વાત—તન મન
મનતું કેમ આપણ ન બજાવીએ, ફરી ફરીને આવે ન તાત—તનમન
જેવાં માંજીએ તેવાં શોભતાં, પાણીઆરે મૂકેલાં પાત્ર—તન મન
એમ શુભ સંસ્કારો આપતાં, પ્રજા આવે પાકે સુપાત્ર—તન મન
ખેડ કીધા વિના ખેતર વાવીએ, પછી કર્મને દઇએ શીદ દોષ—તનમન
દારિદ્ર બનીને સુખ માગીએ, એને કોણ કહે સંતોષ—તન મન
ગોરી ઘર ઘરથી બોલાવીએ, પછી ગવડાવો મંગળ ગીત—તન મન
સગાં કુટુમ્બી સહુને તેડાવીએ, પછી કરીએ સીમંતની રીત—તન
અમારે ધન વિતની ઇચ્છા નથી, સહુની જોઇએ શુભ આશિશ—તન
અમે તો સદા ભાવતણા ભૂખ્યાં, સહુને આપે છે શ્રી જગદીશ—તન
આવીને અમ દ્વાર શોભાવજો, અમે તો માનીશું તે અપાર—તન
વ્હાલા વધુજી વ્હેલાં ઘેર આવજો, કરજો રક્ષણ જગ કીરતાર—તન

નીતિ શાસ્ત્ર કથાઓ સાંભળજો, અને રહેજો સદા રૂડી પેર—તન
વ્હેલાં સંદેશો રૂડો પાઠવજો, અમને આવે આનંદની લહેર—તન

## દ્વિજ ઉપવીત રાગ-અનીરૂદ્ધની ઘોડલી.

આજ સમય શુભ આવ્યોરે, ધન ધન શ્રી જગદીશ.
ગોરો મળી ગીત ગાઇનેરે, આપો એને શુભ આશિશ–સદા રહેજો સુખમાં
દ્વિજ નામ આજે ધારણુ કર્યું રે, ધર્મ તમારા ધન,
દંડ ગ્રહ્યો છે હાથમાંરે, એ ધર્મનો માનજો મન–સદા.
ધર્મ અંતે તજશો નહિરે, વેદના કરજો કર્મ,
ક્ષત્રિ વૈસ્ય શુદ્રનેરે, શુદ્ધ બતાવજો તેના ધર્મ–સદા.
વિધા તમારો પ્રાણુ છેરે, અંતર રાખજો યાદ,
બ્રહ્મચારી રહેજો ભણતાંરે, બ્રહ્મચર્યની રાખી મર્યાદ–સદા.
કર્મ શ્રેષ્ઠ છે માનજોરે, દ્વિજ જેવા પરશુરામ.
દ્રોણ ગુરૂ કૃપાચાર્યજીરે, જુવો કર્મ તણાં એ કામ–સદા
બ્રહ્મ બળ મોટું થઇ રહ્યુંરે, બીજું ન એના તોલ,
વશિષ્ઠ આગળ હારી રહ્યારે, વિશ્વામિત્ર જેવા અમોલ–સદા.
આજ્ઞા ગુરૂજીની માનજોરે, કરજો સદા તેની સેવ.
જગત માંહે પૂજનીય થજોરે, જેવા પુંજાય છે સહુ દેવ–સદા.
શાસ્ત્રો પુરાણુને પાળજોરે, વળજો તેની વાટ,
શુભ ચહાજો સહુ જન તણુંરે, સુખી થવાને માટ–સદા,
કર્મ કરજો કરાવજોરે, અઘટિત લેશો ન દાન,
સંતોષ ધનને સેવજોરે, એ છે ધર્મ તણું સન્માન–સદા.
જગત ગુરૂ તમે આગળોરે, અમો સર્વ છઇએ દાસ,
દાસ ગુમાન ઝાઝું શું કહુંરે, સઘળો કર્મ તણો છે પ્રકાશ–સદા.

## રાગ–ધોળ.

પામ્યા પુરણુ પુણ્યે દેહડી વળી વીર ક્ષત્રિની જાત–ધન ધન કર્મ ધર્મને.
ધન ધન નામને ને ધન કુળને, ધન માત તમારાં તાત–ધન ધન
જોઇ તમને હરખે ભૂમિ માતડી. મેળવ્યો સુપૂત્રનો જોગ–ધન ધન
એ તો આપે આનંદના વધામણાં, જેમ ટળતો વિજોગી વિયોગ–ધન
પુત્ર જનુનીના પયને સફળ કરજો, કરજો ધર્મ તણી સદા સેવ–ધન ધન
નો તો વ્હાલા જનુનીને લાગશો, ધન ધર્મ તમારા દેવ–ધન ધન
સૂણતાં, દેખે અધર્મને ટાળજો, સંભાળજો ક્ષત્રીનું નામ–ધન ધન
ગૌબ્રાહ્મણ દીનપ્રતિ પાળજો, એ ઉત્તમ છે તમ કામ–ધન ધન
તન ધન પ્રાણથી ધર્મ રાખજો, પાળજો એક પત્ની વ્રત–ધન ધન
શરણાંગતનું રક્ષણ કરજો રાખશે ધર્મ તો તમારી પત–ધન ધન
અધમથી સુખડાં ભોગવશો, તો પડશો રૈરવ માંય–ધન ધન
ગાશે જગત વળી બુરા ગુણને. શું કરશો સુખડાંની છાંયા–ધન ધન
અંતે ધન વૈભવ સાથે નથી, ભરશો પુન્ય ન ભરશો પાપ–ધન ધન
જેથી ભવ ભવ સુખડાં પામશો, નહિ તો પડશો માંહે સંતાપ–ધન
ભલી કીર્તિ ઘડીની પણ રહેશે, ઝાઝું જીવ્યા ન જાણશે કોય–ધન ધન
અર્થ સાધજો સહુ ધર્મે રહીને, નથી હાંણ થવાની તોય–ધન ધન
દયા વીરતા ક્ષમા ઉદારતા, સઘળા ગુણનો રાખજો સંગ–ધન ધન
દ્વિજ ગુરૂ સંતો દેખીને, પાયે પડજો સુતા અંગ–ધન ધન કર્મ ધર્મને
ધન નહિ મળે અન્ન આપજો, કરજો પરહીતના સદા કાજ–ધન ધન
કહે ગુમાન પ્રભુ રક્ષણ કરજો પ્રેમી જનની રાખજો લાજ–ધન ધન

॥ इति ॥

---

# જાહેર ખબર.



શ્રી ભકતલીલા જેની અંદર પદ્ય ગદ્યમાં શ્રી શુકદેવ સવરીબાઇ સધનો કસાઇ શેનો ભકત અંબરીષ. ભકત બોડાણો. નરસિંહ મહેતાની હુંડી, તથા હાર, સતી અનસુયાનાં ભક્તિ જ્ઞાનથી ચરિત્રો વળી બોધમય પદો દ્રષ્ટાંતો વીગેરે.

કિં રૂા૦ ૦—૫—૦

ગુમાન કાવ્ય, જેની અંદર જુદા જુદા વિવિધ વિષયોથી ભક્તિ જ્ઞાનમાં સો ઉપર પદો તથા તેટલાજ સવૈયા કુંડળીઆ છપ્પા, જીવ મન સંવાદ, રૂપગુણનો સંવાદ તથા મિત્ર ધર્મ સ્ત્રી ધર્મ ઇ. થી ભરપુર છે. કિં રૂા૦ ૦—૫—૦

પિશાચ પદ્મિની, આધુનીક જમાનાનાં દંભી ચરિત્રો ઉપરથી લખાયલી વિવિધ રસથી ભરપુર એકવાર અવલોકી જોવા ભલામણ કરવામાં આવે છે.



સર્વોપયોગી વિષયો ચર્ચતું, અમૃત સાથે જ્ઞાન
બક્ષતું રસિક કવિતાઓ, વિવિધ વિષયની
વાનગી તથા રસિક વાર્તાઓથી
પ્રિય થઈ પડેલું

જીવદયા તથા દુર્વ્યસનનિષેધનો

સંદેશો પહોંચાડનાર દૂત સમાન

# સત્સંગ (માસિક)

સોનીફળીઆ,—સુરત.

વાર્ષિક લવાજમ ગ્રાહક રૂ. ૧—૭—૦
સહાયક રૂ. ૫—૦—૦

દરેક દયાળુ સજ્જન બંધુઓએ ગ્રાહક થઈ આશ્રય આપવો જોઈએ તથા જેમ બને તેમ આ માસિકનો ફેલાવો કરવામાં મદદગાર થવું જોઈએ.